# ફશનનીફીસીયારી

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર


**ડાહ્યાભાઇ ખાબરભાઈ પટેલ.**

ઠે. રત્નદિપક મથુરાંદાસની ખડકીવાળા. કાકરખાડ.

નડીઆદ.


---



---


આવૃત્તિ ૧૩ મી. સને ૧૯૧૯ પ્રત ૨૦૦૦

---

શારદા વિજય પ્રીન્ટીગ પ્રેસમાં શા. હરજીવનદાસ અમરસીએ

છાપી. સાંથપીપળી—નડીઆદ.

---

કિંમત ૦-૦-૬

૯૧૯૪

# દુનિયામાં કપટ કરનાર કોણ છે?

હવે જુજ નકલ

વહેલો ... પહેલો.



નિર્દોષ ને આનંદી ગીત-
ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ

# "રત્નબાગ"

જ્ઞાન સાથે આનંદ હમેશાં મેળવો. કીંમત જુજ.
ફક્ત દોઢ આનાની ટીકીટ બીડનારને ઘેર બેઠાં મોકલીશું.

## રત્ન-દીપકમાં મળતાં પુસ્તકો.

| | |
|---|---|
| ૧ ફેશનની હોશીયારી ભાગ ૧ ૨ | કીં. [illegible] |
| ૨ કીસ્મતની દુનિયા | કીં ૦-૦-૬ |
| ૩ સ્નેહ-ઘેલા શ્રીધર-ભાગ-૨ | કીં ૦-૧-૬ |
| ૪ રેલ્વે ટાઈમ ટેબલ | કીં. ૦-૦-૬ |
| ૫ ચાલુ સાલનું પંચાંગ | કીં. ૦-૧-૦ |

ડાહ્યાભાઈ બાબરભાઈ પટેલ.

રત્નદીપક-નડીઆદ.

# ફેશનની ફીસીયારી.

## કે કળીયુગની કુંચી.

---

### ભાગ ૧ લો.

રાગ ( સૈદા તારો મુખ છે ટાડો. ) એ ટેક.

જમાનો તો બદલાયો રે, હળાહળ કળજુગ આવ્યો એ ટેક.

હીંદ તણા ઉદયને માટે, અરજ કરૂં છું આજ--૨
સ્વાર્થીઆ મુરખને નહિ ફાવે, સાચે સાચી વાત,
વિચારવંતા વિચાર કરશો—૨ રે. જમાનો ૧

ઉંચ હતા તે નીચ બન્યા કંઇ, નીચ તે ઉંચ મનાય-૨
ધર્મને નામે ધાડજ આવી, પાપને પંથ પળાય;
અંધાપો ધોળે દી આવ્યો—૨ રે. જમાનો. ૨

જે પ્રેમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક—૨
મીસ્તરનો કર ઝાલી બજારે માલી રહીછે અથાગ
અરે આડો આંકજ આવ્યો-૨ રે. જમાનો. ૩

નીતી રીતી સૌ નેવલે મુકી ઉર અનીતી ચઢાય-૨
ફેશન બાઇને ફંદે ફસાયા રંકને મોટા રાય,
તોરા જઇ ટોપ છવાયો-૨ રે. જમાનો. ૪

ઝેર ને વેર વધ્યાં વસુધામાં, વ્યસન વધ્યાં વિધવિધ—૨
ગાંજો અફીણ ને દારૂના બાટલા, હોટલમાં જઈ પીધ
ગાંઠેથી ગર્થ ગુમાવ્યો—૨ રે. જમાનો. ૫

જે નૃપને ગૃહ ચાંદી સોનાના, પાત્ર તણો નહીં પાર—૨
તે રાજમંદીરમાં જઈ જોતાં, દેખાય ઠારો ઠાર
સોખંડનો લાટ બનાયો—૨ રે. જમાનો. ૬

સુદલ ચેન પડે નહિ ચા વિણ, ચાએ વાળ્યો દાટ—૨
રાયથી માંડીને રંક કહાવે. રુનિ થયા સનિપાત
વિલાયતનો વાયુ વાયો—૨ રે. જમાનો. ૭

સેન્ટ લવન્ડર સેન્ડયા મોલ્યા, મોટરમાં મશગુલ—૨
બાઇશીકલને બાઇ વર્યાં છે, આપો મોં માગ્યાં મૂલ
ગળે નેકટાઇ લગાયો—૨ રે. જમાનો. ૮

દાતણ બાવળનાં બદલાયાં, બ્રશથી મોહ્યું મન—૨
અંજન મંજનમાં થઇ રંજન, ધૂળ કરે છે ધન
ગણ્યો નવ જાય ગણાયો—૨ રે. જમાનો. ૯

ત્રાંબા પિતળનો પારજ આવ્યો, લોખંડ ઘેરે ઘેર—૨
જ્યાં નીરખો ત્યાં ટેબલ ખુરસી, બીલોર ઠેરે ઠેર
યુરોપી ઠાઠ મચાયો—૨ રે. જમાનો. ૧૦

દેશનો વેશજ બેશ ન લાગે, વધ્યું વિદેશથી વાલ—૨
બુટ પગે પાટલુન ચઢાવી, બન્યા ગોરાના બાલ
જાણે મેમ સાહેબનો જાયો—૨ રે. જમાનો. ૧૧

સ્ટોકીંગ ફ્રોલર કોટ ને જાકીટ, જોઇએ વિલાયતી સ્ટીક-૨
ગાંગલીએ ચસમાં તો ચોટયાં, ઠાંસે બ્રાન્ડી ઠીક
ચીરૂટનો છે હડકાયો—૨ રે. જમાનો ૧૨
બી. એ. બનીને ભાઈ બીએ છે, બાઈ થકી ઘરમાંય-૨
બાહેર બીલ્લી થકીજ બીએ છે, તે શું ઉકાળે હાય
જનેતા એ શીદ જાયો-૨ રે. જમાનો ૧૩
જ્ઞાતીબંધન તોડવા માટે, સમાજબ્રો બતાવે જોર;
પ્રપંચ જાળ ફેલાવા જાતાં, ઉતર્યો તેમનો તોર.
આખર પ્રાયશ્ચિત લેવાયો—૨ રે. જમાનો ૧૪
દાનત બગડી પશુપતિની તો વેચવા માંડયું દુધ-૨
લક્ષ્મીની લાલચે લપટાઇ ખોઈ પોતાની બુધ.
છાશનો તોટો જણાયો—૨ રે. જમાનો ૧૫
પશુ પતિ પણ મનમાં સમજ્યા કે ધનપતિ કેમ થવાય
રસ્તો સારો દેખાઈ આવ્યો, જો સચે દુધ વેચાય
પાણી અર્ધ ભાગ સમાયો—૨ રે. જમાનો ૧૬
ફોગટની લક્ષ્મી મેળવવા મન બહુ લલચાય
જેવી દાનત તેવી બરકત, એજ પ્રભુનો ન્યાય
ખરે તે નવ પરખાયો—૨ રે. જમાનો ૧૭
સ્વરાજ્ય વાદીને વિનતી હમારી દેજો સદ ઉપદેશ
દુધના સચા બંધ કરાવી, સબળ કરો આ દેશ
સાચી સેવા એજ જણાવો-૨ રે. જમાનો ૧૮

વકીલ વૈદ્યને વેશ્યાઓનું ઝાઝું વધ્યું હતું જોર
વીત હરે વસુધા પરથી હા, કરે છે શોર બકોર
રૂડો કાયદો તો રચાયો–૨ રે. જમાનો ૧૯
વકીલની પરિક્ષા બંધ કીધી, વેશ્યાઓને કીધી દુર
વૈદ્યને માટે ધારાજ ઘડજો, ભાગજો તેમનું જોર
પ્રજાની દયા દીલ લાવો–૨ રે. જમાનો ૨૦
શીશ થકી શીખા સટકી તે, હા લટકીજ લેલાટ–૨
નીચી નમી નમી શું સુચવે છે ? વિદ્વતામાં ઉઠી વાટ
દેશની દાઝ ન લાગ્યો–૨ રે. જમાનો ૨૧
ભણી ગણીને સૌ જન ઇચ્છે. નિર્લજ નોકરી ઉર–૨
સુર ને નુર ગુમાવી બેઠા, બની ગયા અસુર
ગુર્જરેશ્વરી ગાત્ર ગળાયો–૨ રે. જમાનો ૨૨
ધીક: હે ધીક: છે એવા દેશ દ્રોહીને ધીક્કાર–૨
ગોરી તજી ઘરની ગુણવંતી જોડી ગુણીકાથી પ્યાર
અરે જર ખુબ ઉડાવ્યો—૨ રે. જમાનો ૨૩
ચીની ચલાણાં પ્યાલા રકાબી, ફ્રાનસ ફુકડ લીધ–૨
ફુટી જતાં ફુટી બદામ નાવી, ફેંગટ ફેંકી દીધ
આંખે નવ જાય દેખાયો–૨ રે. જમાનો ૨૪
વાજાં વીવીધ પ્રકારનાં લાવી, મુકયું ગજાવી મકાન–૨
બગડયું કે પછી બારજ વાગ્યા, તેનું મળે નહી ભાન
પસા પર પાણી ફીરાયો—૨ રે. જમાનો ૨૫

ઓરંડીયું તો અદ્રશ્ય થયું ને, ગંધાતું ગ્યાસલેટ-૨
બેહદ આવી ભરાયું ઘરો ઘર, પાકી ફિટયું જ્યાં પેટ
પાટો ક્યાં જાય ગંધાયો—૨ રે જમાનો ૨૬
દેશની દોલત હાય વીદેશે, એ રીતે ચાલી જાય-૨
તો પણ આંખ ઉઘાડી ન દેખે ક્યાંથી દેશોદય થાય
આવી દારીદ્ર ભરાયો-૨ રે. જમાનો ૨૭
ચોળી મટીને પોલકાં પેઠાં, પારસી ડ્રેસ પોસાય-૨
કંથ કહ્યાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય.
એ તે વર કે ? ઘર જાયો—૨ રે. જમાનો ૨૮
" છાયલ છીંદડી ગયાં છુપાઈ, ગવનથી ગુલતાન-૨
ચુડી મટી ચતુરામાં વધ્યું છે, બંગડી બાઈનું માન,
કાને એરીંગ અડાયો-૨ રે. જમાનો ૨૯
" બારીક વસ્ત્ર વપુએ ધારી નારી હૈયે હરખાય-૨
અંગ તમામ દેખાઈજ આવે, સુજ્ઞ જોઈ શરમાય
ગુણીકાનો વેશ બજાવ્યો—૨ રે. જમાનો. ૩૦
રાંડી તે ઘર માંડી બેઠી, માંડી બાંધી પર પ્યાર-૨
ભાકતાણી થઈ દેવ મંદીરમાં, કરે છે વ્યભીચાર
પતીવ્રતાનો પારજ આવ્યો—૨ રે. જમાનો ૩૧
પાન ખાઈ પીચકારી મારે, રાખે મુખડું લાલ—૨
બારીએ બેઠી નારી એ બોલે, બોલે મુખથી બેતાલ
મલાજો છેક ગુમાવ્યો ૨ રે જમાનો ૩૨

લાયક ઉમરની લલના કદી વૈધવ્યતાને થાય—૨
પુનર્લગ્ન કરવા તેનું શાસ્ત્રની મુકી માઝાય
પત્રે ઢંઢેરા પીટાવ્યો—૨ રે. જમાનો. ૩૩
બાળા વરસે બારજ કેરી, બાળકીમાંજ લેખાય-૨
જે રમી રાજી થતી ઢીંગલીએ તે ગર્ભવંતી થાય
સારો દી [illegible] કહાયો—૨ રે. જમાનો. ૩૪
પાખંડીને પુર પ્રેમથી પુજે સાધુને ન ચીતમાં ચા'ય
ધર્મીને ધામે ધાડજ આવે, પાપી પનોતા થાય
દ્રષ્ટીએ જાય દેખાયો—૨ રે. જમાનો. ૩૫
પાખંડ પ્રપંચ વૃદ્ધિ પામ્યા, ચોરી ચાડી જુઠ જાર-૨
સત્ય સરી પાતાળે પેઠું, જામી ગયો છે જુગાર
હશે શું દૈવને ભાવ્યો—૨ રે. જમાનો ૩૬
પૈસાદારને પ્રેમથી પુજે, પંડિત ના પુજાય-૨
હોય ભલે પછી તે બ્રહ્મવેતા, એવો અરે અન્યાય.
ઠોળીમાં જાય કળાયો—૨ રે જમાનો ૩૭
પૈસા પડાવા પુત્રીને વેચે, પેખી પળીએલ કંથ-૨
અંગની શક્તિ ભંગ થઇ, જેના ડાચામાં ન મળે દંત
ઓખો કહી જાય બોલાવ્યો—૨ રે. જમાનો. ૩૮
પેપર માસીકમાં વળી છુટી નોટીસ બહુ નીરખાય-૨
વૈદ તણું જાણે વહાણુજ ફાટયું બની લુંટારા હોય
ખરે દેશ લુંટીને ખાયો—૨ રે. જમાનો ૩૯.

બપંકાબંધ ભાષણો કરીને લોકોને ફસાવે–ર
ભોળા બીચારા હિંદ વાસીયો, સારી રીતે લોભાવે
ધુતારાનો તાલ છે કેવો—ર રે. જમાનો ૪૦
આડુ અવળું સમજાવીને, દેશ બધો ધુતી ખાય–ર
એવા ધુતારા દેશમાં ફાટયા, માટે જાગો હાય
નહિતો દેશ ફોલીને ખાશે—ર રે. જમાનો. ૪૧
પાંચ દશ મિત્રો ઉભા થઈને, કંપની કાઢે છે–ર
ભાઈ મેનેજર સાળો એજન્ટ કમીશન બનેવીનું આપેછે.
યુક્તિએ શેરો વેચાવે, લોકોને રાખોડી ચોળાવે-ર રે. જમાનો ૪૨
કરજે નાણું કાઢવા જાતાં પુત્ર બને છે આપ–ર
દેવા પડે જ્યારે દામજ ત્યારે. બની બેસે છે બાપ,
ભુંડે ભાર બોજ ગુમાવ્યો–ર રે. જમાનો. ૪૩
ચોર હતા તે શાહુ બન્યા કંઈ શાહુ બીચારા ચોર–ર
વારજ ! ! તેની ધાડજ આવી કયાં કરવો જઈ શોર
ખરે બીજે ખેતને ખાયો–ર રે. જમાનો. ૪૪
નીચ સજી શણગારજ સુંદર, ઘાલી ફરે ઘડીયાળ–ર
મારગમાં કદી સામા મળે તો, કોણ કરે તે કાળ
હશે મોટા ઘરનો જાયો–ર રે. જમાનો. ૪૫
મેળા ખેળામાં જઈ જોતાં, દીલ મારૂં દુખાય–ર
ઢેડને ભંગી સામા મળે તો ધક્કો મારી ઘુસી જાય
તોયે નહિ દુર ખસાયો–ર રે. જમાનો ૪૬

દેવ વસ્યા જઇને ડુંગરામાં, મક્કે સોહે પીર–૨
રામનું રાજ છતાં ગાડીઓમાં ( અંત્યજ ) આપે ભીડ
મુખેથી કંઇ ન કેવાયો–૨ રે. જમાનો. ૪૭
કહેવાય ત્યારે ઠાકોર મોટા, પણ ઠાઠ કીધો દુર–૨
કન્યા કુળવાનની નહિ લેતાં, જે પુરે પૈસા ભરપુર
તે પાસે હસ્ત લંબાવ્યો—૨ રે. જમાનો. ૪૮
દેવ દીઠા ન ગમે દ્રષ્ટિએ તિરથ પ્રત્યે વેર–૨
સેલ સપાટે ભાઇ સીધાવે લાયક લંડન શહેર
વર્ષાદ વીતનો વરસાવ્યો—૨ રે. જમાનો. ૪૯
હા સરદાર શુરા દીસે છે લઇ પતાકડું હાથ–૨
કાબર તેતર હોલા હણીને ફુલાવે જગ નાથ
શુરો નહિ સિંહ મરાયો–૨ રે. જમાનો ૫૦
પુરૂષમાંથી ઘટયું પુરૂષાતન જામ્યું ત્રીયાનુ રાજ–૨
ભાઇ બિલાડી, ને ભાઇજ ઉંદર એવું બન્યું છે આજ
ખુરો બાળલગ્ન ભરાયો—૨ રે. જમાનો ૫૧
બેસી ગયાં ડાચાં બુઢીયાનાં શ્વેત થયા શીર કેશ–૨
તોય રહ્યો વળગી વ્યભિચારે, મુખ પર ચોપડી મેશ
કામી કામથી ન ધરાયો—૨ રે. જમાનો ૫૨
માત પીતા થઇ પાળક પોતે, બાળકને દઇ બોધ–૨
પેટ નીમીતે પાપ કરાવે, કરી કારમો ક્રોધ
કહું શું ન જાય કથાયો—૨ રે. જમાનો ૫૩

વાળં પરાયા થાય ભલે પણ. લે અસમાન મકાન--૨
બાળક બાળકનો થઈ પોતે, ઘાલી એવું ઘમશાન
દેવામાં હાય ડુબાવ્યો—૨ રે. જમાનો. ૫૪
કોણ કવિનો ભાવ પુછે છે, ભાંડ ભવૈયા ચા'ય-૨
થાય ખુશી નાયકાને નચાવી, વીત તેમાં વપરાય
કીર્તિને કંઈ ન અપાયો—૨ રે. જમાનો. ૫૫
ઉત્તમ સાક્ષરના કરતાં પણ, પુસ્તક ના પોસાય-૨
નાટકમાં નાણું ખુબ ખરચે, ચીથરડાં ગીત થાય
સાહિત્યને ના શણગાર્યો—૨ રે. જમાનો. ૫૬
બાળી પોથી મોટા કીધા, પુત્રો ઝાઝા લડાવી લાડ-૨
વૃદ્ધપણે લાકડી લઇ ઉઠે, બાંગે પોતાના હાડ
વળ્યો નવ જાય વળાવ્યો—૨ રે. જમાનો. ૫૭
નાટક સરકસ ને જાદુના, ખેલ વધ્યા વિધ વિધ--૨
વીત હરી વસુધા પરથી હા, સૌને ભીખારી કીધ
ફરે કુછંદ લગાયો—૨ રે. જમાનો. ૫૮
શહેરમાં હોટલ ગામડે હોટલ, હોટલ હોટલ હાય-૨
વર્ણ અઢારે આવી ભરાઈ, ચા ને બીસકુટ ખાય
અભક્ષા ભક્ષ ઉડાયો—૨ રે. જમાનો. ૫૯
પાણી પવિત્ર ગણે ન ભુદેવો, ગામ સમાતરે જાય-૨
પણ ભજીયાં ભૈયાની દુકાનેથી ખાંતે લઇને ખાય
અનાચાર આવી ભરાયો—૨ રે. જમાનો. ૬૦

સૌ થકી ઉત્તમ દ્વીજ કહાવે, પણ થઈ બેઠા નીચ--૨
લક્ષ્મીની લાલચે લપટાઈ કરતા પ્રપચી પેચ
દેખી ના જાય ખમાગો—૨ રે. જમાનો ૬૧
વિપ્રો તો વળી છેક વંઠયા જેથી ઘરોઘર અથડાય ૨
બ્રહ્મજ્ઞાન જાણે નહિ તો, કયાંથી તે પોષાય
પાયો મુળથી ખવાયો—૨ રે. જમાનો ૬૨
બાવે તો વળી બે સો રાખી ચેલે રાખી ચાર—
ખાખી તો ખોળતાંજ ફરે છે, ચોળી મફતની છાર
લંગોટે ભેખ લજાવ્યો—૨ રે. જમાનો ૬૩
નારી ગઈ સ્વધામ સીધાવી, સંપત્તિ પામી નાશ-૨
કે ભાઈ પોતે મુડ મુડાવી, બેઠા લઈ સન્યાસ
ગૃહસ્થોને પાય પડાવ્યો-૨ રે. જમાનો ૬૪
કોઈ જમાત લઈ રખડે છે રાખી શકે જેવી ઠાઠ--૨
સિદ્ધ ને સાધક બેશ બનીને, વાળ્યો ગામેગામ દાટ.
મલીદા માલ ઉડાવ્યો—૨ રે. જમાનો ૬૫
આચારનો નથી અંશજ જેમાં, જાણે ન શાસ્ત્રોનો ભેદ-૨
થાય તેની ગણત્રી જ્ઞાતિમાં, અંતર પામે ખેદ
સાધુ શેઠ માંય ગણાયો—૨ રે. જમાનો ૬૬
પાખંડી દંભી બની બેઠા, સાચા સંત મહંત-૨
તેમણે તો ડખાપંચક કીધું, કાઢીને કલ્પિત પંથ
સારા જગને ભરમાવ્યો—૨ રે. જમાનો ૬૭

આજ ગુરુ એવા અવલોકી શકે સમાવી ન શોક-૨
પણ ધુતી ધન શિષ્યનું લેતાં પાકી મુકાવે પોક
વૃથા ગુરુ નામ ધરાવ્યો ૨ રે. જમાનો. ૬૮
અંધ ગુરુને શિષ્યજ બહેરા, એવું બન્યું છે આજ-૨
તેમ છતાં બની સિદ્ધના બેટા, ખાલી કરે પતરાજ:
દેખી મમ દીલ દુખાયો—૨ રે. જમાનો. ૬૯
ભારત ભાગવત કે રામાયણ, રૂડી રીતે વંચાય-૨
ત્યાં જઇ સાંભળતાં ઉંઘ આવે, મારે ગપાટા ગામમાંય
સારી રાત જાય જગાયો—૨ રે. જમાનો. ૭૦
ચાર ઘડી ચીત ઠારવા માટે, દેવ મંદીર ગણાય-૨
ત્યાં પણ રંગીત પારણાં ઝુલે. દેખું ઘોડા ને ગાય
ભોં ભોં શબ્દ જાય સુણાયો—૨ રે. જમાનો. ૭૧
ચટી ગયો કસ ભુંગોળમાંથી, ઘટયો સંબંધીનો સ્નેહ-૨
વળી સ્વાદ ઘટયો અન્નમાંથી, ખરેખર ઉતરે આછા મેહ
દગાથી દોસ્ત મરાયો ૨ રે. જમાનો. ૭૨
કોઇ તણા મનમાં નવ દેખું, અંશ દયાનો લગાર-૨
જ્યાં ને ત્યાં હું નજરે નિહાળું, તામશનો ભંડાર
ખરે કંઇ આવી ભરાયો—૨ રે. જમાનો. ૭૩
કે'તાં આ રસના પડે તુટી, આવ્યો આડો આંક-૨
કેલી કરે કાકી ભત્રીજો ટાંકુ અસત્ય ન ટાંક
પ્રભૂ જાણે ક્યાંય છુપાયો-૨ રે. જમાનો. ૭૪
રેણુજા કૃત્યા સત્તયુગે, ત્રેતામાં સીતાય-૨
દ્વાપરમાં જઇ દ્રુપદ સુતા, આજ ઘરો ઘર હાય;
દેખું દ્રગથી કૃત્યાઓ—૨ રે. જમાનો. ૭૫

જે ગુજરાત વિશેજ હતી હા, લક્ષ્મીની લીલા લ્હેર-૨
ત્યાં ભટકે છે ભીખારીનાં ટોળાં, આવીને ઘેરે ઘેર
ઉઘાડે અંગ દીખાયો—૨ રે. જમાનો ૭૬

ભાગ્ય ભલાં ભારતમાંહી, પાકે અર્ણીણુ કપાસ-૨
ત્રીજી તંબાકુએ રંગ રાખ્યો, નહિં તો થાત નીરાશ
તથાપી ના સમજાયો—૨ રે. જમાનો ૭૭

"ધન્ય છે ધન્ય છે" ઇંગ્લીશ રાજ્યને, ધન્ય છે"(જ્યોર્જ) રાજન-૨
પ્રજાના દુઃખ દુર કરવાને, આનંદે ઉછાળો મન
રામચંદ્ર સમ કીર્તિ ફેલાવો—૨ રે. જમાનો. ૭૮

ચેતો ચેતો ચીતમાં નરનારી, બાજી હજી છે હાથ-૨
દેશની દોલત દેશમાં રે'વા, હુન્નરથી ભીડો બાથ
કરો ઉન્નતીના ઉપાયો—૨ રે. જમાનો ૭૯

શુંય કથું કથવાનું ઘણું છે, કે'તાં નાવે પાર-૨
શારદા ને 'મેરી' માતાની સ્હાયથી ટુંકામાં ટોંકયો સાર;
લેજો સમજી બેન ભાઇઓ—૨ રે જમાનો ૮૦

વૃક્ષનું મુળ ખવાયજ આવે, તો તે રહે શું ટટાર-૨
તેમ વિદેશી મોહ ટળ્યો નથી ત્યાં લગી થાશો ખુવાર.
સ્વદેશીએ રાસડો ગાયો—૨ રે. જમાનો. ૮૧

## KOHINOOR WHITE SURMA. No. 1.

## કોહીનુર વાઈટ સુરમો. નં. ૧.

આંખોનાં તમામ દરદો દુર કરી આંખો મોતી જેવી બનાવે છે. આંખ એજ અંગની પાંખ ને મનુષ્યનું જીવનતત્વ છે. ને તે વિના અવતાર અલેખે છે. છારી, ઝાંખ, ફુલ વિગેરે દરદો દુર કરે છે. અને કેટલા આંધળાઓ દેખતા પણ થાય છે. બાબ્બે વિકાર ઓફીસ—ઉમરેઠ.

બાબ્બે વિકાર, કોહીનુર ટોનીક પીલ્સ, વનિતા ટોનીક પીલ્સ, કોહીનુર સુરમો, ટોનીકસીરપ, બામ, દરાજ મલમ બ્લુબ્લેકઇન્ક, હેર ઓઇલ અત્તર સેંટ વિગેરે બનાવનાર તથા એજન્સીઓનું કામ કરનાર ખાતું.



## VANITA TONIC PILLS.

## વનીતા ટોનીક પીલ્સ.

**સ્ત્રીઓની શક્તિનો** રાજા છે. શ્વેત પ્રદર, રકતપ્રદર મટાડે, ગર્ભાશયવિકાર, સુવાવડના રોગો, દમ, શ્વાસ, અશક્તિ, તાવ, રતવા, હીસ્ટીરીયા, લોહીવા, શરીર ધોવાવું, મળગુગળુ ધાતુનું જવું, માથાનું દુખવું, ઝામરનું થવું, શરીરનું **વાથી** યા વાયાથી ફુલવું યા રહી જવું, વિ. વિ. દરદો ઉપર અમારો ટોનીક સીરપ સચોટ અસરકારક છે. **શીશી** એકના રૂ. ૧–૮–૦ વી. પી. સાથે. વાપરવાના રીત. મુળશીના એક કપ ચામાં એક ચમચો દવાનો વાપરવો.

**બૉમ્બે વિકાર ઓફીસ—ઉમરેઠ.**

ચારૂતરનું

# અમૃતબીંદુ.

( અસલ માલ સરકારી રજીસ્ટર્ડ નંબર. ૮૪૧-૧૦વાળો) સઘળા પ્રકારનો શરીરનો દુખાવો, લકવો, સંધીવા, શુળ, સુંક ઉલટી, ઝાડો, મરડો, અરૂચી, અજીર્ણું, ખાંસી, દમ. સલેખમ, શરદી, માથાનો દુખાવો, દાંત કે દાઢનું કળતર, અવાળુનો દુખાવો, મોમાંથી દુર્ગંધ છુટવી, મળચ આવવી, કાનનુ પાકવું, પરૂ વહેવુ, આંખો દુખવી, શરીરે સોજા આવવા. ઘા લાગવા,ઘસારા પડવા, હાથ પગમાં ચીરા પડવા, લોહીનુ નીકળવું, ઘાનુ પાકવુ, ઘામાં જીવ પડવા, રાંજણ, નાસુર, પીનસ, શુસ્તી, બેચેની, નબળાઇ, નામર્દાઇ, હરસ પ્રમેહ. ચાંદી, વીસ્ફોટક, બરોળ, અંડવૃદ્ધિ પ્રદરરોગ, કોઇપણ જાત નો તાવ, વાળો, નહારૂ, વિગેરે અનેક રોગ આ એકજ દવા થીતત્કાળ દુર થાય છે વળી ભમરો, મધમાખ, વિંછી વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઈ દવા છે. માંકડ, મછર. વંદા -કરોળીઆ, કસારી, ઉધઈ વીગેરે નુકશાનકારક જંતુનો નાશ કરે છે. કીંમત. રૂ ૧ાા ત્રણ શીશીના રૂ. ૪ા અને ૬ શીશીના રૂ. ૮) ટપાલ ખર્ચ હમારે માથે છે ગ્રાહકોને આપવું પડતું નથી.

વિલાયતી દવાની બધી દુકાને વેચાય છે.

વિગતવાર ચોપાન્યા માટે નીચેને સીરનામે લખો.

સરનામું—અમૃતબિંદુ ઓફીસ—નડિયાદ. (ગુજરાત)